શરી હ્રદના ઉત્તર તોરણેથી નીકળી રમ્યક્વાસ ક્ષેત્રમાં વ્હેતી એક મહાનદી

**नारीकूड.** પુ० ( नारीकूट ) નીલવંત પર્વતનાં નવકૂટમાંનું છઠ્ઠું કૂટ-શિખર.

**नाल.** પુ० ( नाल ) કમળનો દાંડો. (૨) પાણી જવાનો રસ્તો; પરનાળ.

**नालंदइज्ज.** ન० ( नालंदीय ) સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના સાતમા અધ્યયનનું નામ

**नालग.** ન० ( नालक ) લસણની દાંડલી

**नालियर.** પુ० ( नालिकेर ) એ નામનો એક દ્વીપ (૨) નાળીએર.

**नालियरी.** સ્ત્રી० ( नालिकरी ) નાળિએરનું ઝાડ.

**नालिंदा.** સ્ત્રી० ( नालिन्दा ) રાજગૃહીની એક શેરી, નાલંદા પાડો.

**नालिया.** સ્ત્રી० ( नलिका ) માપવાનું એક સાધન. ધનુષ્ય; ચાર હાથ પ્રમાણ માપ (૨) કાળ માપવાનું એક સાધન. ઘડી (૩) શરીર કરતા ચાર આંગળ વધારે લાંબી લાકડી (૪) ઘૂતની સર્વ કળા (૫) વાંસની નળી. (૬) વનસ્પતિ વિશેષ

**नाली** સ્ત્રી० ( नाडी ) ઘટિકા; ઘડી.

**नावण.** ન० ( स्नपन ) સ્નાન કરવું તે

**नावा.** સ્ત્રી० ( नौ ) નાવ. હોડી; નૌકા.

**नावापुड** પુ० ( नौपुट ) નાવના આકારે કરેલ હથેળીનો આકાર; ધોબો.

**नावाबंध.** પુ० ( नौबन्ध ) હોડીની પેઠે બંધ દેવો-સાંધવું તે.

**नाविअ.** પુ० ( नाविक ) નાવ ચલાવનાર; ખલાસી.

**नास.** પુ० ( न्यास ) થાપણ, નિક્ષેપ.

**नास.** પુ० ( नाश ) નાશ, વિનાશ.

**नासग.** ત્રિ० ( नाशक ) નાશ કરનાર.

**नासण.** ન० ( नाशन ) નાશ કરવો તે. (૨) પલાયન; નાશી જવું તે.

**नासणा.** સ્ત્રી० ( नाशन ) વિનાશ.

**नासा.** સ્ત્રી० ( नासा ) નાસિકા; નાક.

**नासि** ત્રિ० ( नाशिन् ) નાશવંત.

**नासिका.** સ્ત્રી० ( नासिका ) નાસિકા, નાક.

**नासिय.** ત્રિ० ( नष्ट ) નષ્ટ થયેલ.

**नासिया** સ્ત્રી० ( नासिका ) નાક.

**नाह** પુ० ( नाथ ) સ્વામી, માલિક; નાયક

**नाहि.** સ્ત્રી० ( नाभि ) ડુંટી.

**नाहिय.** પુ० ( नास्तिक ) નાસ્તિક

**नाहियवाद.** પુ० ( नास्तिकवाद ) નાસ્તિકવાદ

**नाहियवादि** ત્રિ० ( नास्तिकवादिन् ) નાસ્તિકવાદિ, નાસ્તિક મતવાળો

**निअंब** પુ ( नितम्ब ) પર્વતના ઉપરનો ભાગ.

**निअट्टि.** ન० ( निवृत्ति ) આઠમું નિયટ્ટિબાદર ગુણસ્થાનક

**निअम** પુ० ( नियम ) નિશ્ચય, નક્કી

**निअमिअ** ત્રિ० ( नियमित ) નિર્માણ કરેલ, રચેલ

**निअय.** ત્રિ० ( नियत ) નિત્ય; શાશ્વત, સ્થિર

**निअलिअ.** ત્રિ० ( निगडित ) બંધનથી બાંધેલ

**निइअ.** ત્રિ० ( नित्य ) નિત્ય, સ્થિર. (૨) ન० હમેશાં, પ્રતિદિન.

**निउण** ત્રિ० ( निपुण ) ચતુર; પ્રવીણ, ડાહ્યો

**निउत्त.** ત્રિ० ( नियुक्त ) ગોઠવેલ, યોજેલ

**निउय.** પુ० ( निगोद ) નિગોદીઆ જીવનું શરીર

**निउरंब.** ન० ( निकुरम्ब ) સમૂહ, જથ્થો.

**निओग.** પુ० ( नियोग ) આજ્ઞા; હુકમ. (૨) નિયમ. (૩) વ્યાપાર.

**निओय.** પુ० ( निगोद ) અનંતકાય જીવ.

**निओयग.** પુ० ( निगोदक ) નિગોદીયા જીવનું શરીર

**निंदणया.** } **निंदणा.** } સ્ત્રી० ( निन्दना ) આત્માની સાક્ષિયે પોતાના દોષોની નિન્દા કરી પશ્ચાતાપ કરવો તે.

**निंदा.** स्त्री० ( निन्दा ) નિન્દા.
**निंदुअ.** त्रि० ( निन्दुत ) જન્મતા મરેલ, મૃત જન્મેલ
**निंब.** पुं० ( निम्ब ) લીમડો.
**निंबअ.** पुं० ( निम्बक ) એ નામનો માણસ.
**निंबकरय.** पुं० ( निम्बकरञ्ज ) એ નામનું એક ઝાડ.
**निकर.** पुं० ( निकर ) સમૂહ
**निकरण.** न० } ( निकरण ) કોઈને પણ
**निकरणया.** स्त्री० } શારીરિક યા માનસિક દુઃખ ઉત્પન્ન કરવું તે (૨) કારણ
**निकरणा.** स्त्री० ( निकरण ) નિર્ણય· નિશ્ચય
**निकस.** पुं० ( निकष ) સોનું ઘસવાની કસોટી.
**निकसाअ.** पुं० ( निष्कषाय ) ગયેલ્પિણી ભરતખંડમાં થનાર ૧૩ મા તીર્થંકર
**निकाअ.** पुं० ( निकाय ) સમૂહ; જથ્થો
**निकाइय.** त्रि० ( निकाचित ) નિર્યાત્રિત હેતુ ઉદાહરણાદિદ્વારા વ્યવસ્થાપિત કરેલ. (૨) અત્યંતગાઢ અધ્યવસાય વડે બાંધેલ કર્મ કે જે ફળરૂપે ભોગવ્યા વિના નાશ થાય નહિ તે
**निकाइया.** स्त्री० ( निकाचना ) કર્મના નિકાચનબંધ.
**निकाम.** न० ( निकाम ) અત્યન્ત, અતિશય. (૨) નિશ્ચય.
**निकामचारि** त्रि० ( निकामचारिन् ) આધાકર્માદિ નિમિત્ત અત્યન્ત ફરનાર
**निकायणा.** स्त्री० ( निकाचना ) આઠમાનું કોઈ કરણ પ્રવર્તી ન શકે એવી અવસ્થામાં કર્મને સ્થાપવાં તે.
**निकेय.** न० ( निकेत ) આશ્રય; સ્થાન; ઉપાશ્રય.
**निक्क.** त्रि० ( ) નિર્મળ.
**निक्कंकड** त्रि० ( निष्कङ्कट ) કંટક રહિત; વિઘ્ન રહિત.
**निक्कंखिय** त्रि० ( निष्काङ्क्षित ) આકાંક્ષા - અભિલાષા વિનાનું.
**निक्कंटक.** त्रि० ( निष्कण्टक ) અડચણ–વિઘ્નરહિત
**निक्कंप** त्रि० ( निष्कम्प ) અચળ, સ્થિર.
**निक्कंम.** न० ( निष्कर्मन् ) કર્મરહિત–મોક્ષ.
**निक्कंमदंसि** त्रि० ( निष्कर्मदर्शिन् ) સર્વ કર્મરહિત–આત્માને જોનાર, આત્મજ્ઞ
**निक्कमण** न० ( निष्क्रमण ) નીકળવું
**निक्कल** त्रि० ( निष्कल ) કળાહીન
**निक्कसाय** पुं० ( निष्कषाय ) જુઓ 'निकसाय' શબ્દ
**निक्कारण** न० ( निष्कारण ) કારણ વિના
**निक्किट्ठ** त्रि० ( निकृष्ट ) અધમ; નીચ
**निक्किरिअ** त्रि० ( निष्क्रिय ) ક્રિયારહિત; અક્રિય.
**निक्किवया** स्त्री० ( निष्कृपता ) નિર્દયતા
**निक्खंत.** त्रि० ( निष्क्रान्त ) નીકળેલ, બહાર આવેલ. સંસારથી ભાગેલ, દીક્ષિત થયેલ
**निक्खम** पुं० ( निष्क्रम ) નીકળવું તે, દીક્ષા લેવી તે
**निक्खमण** त्रि० ( निष्क्रमण ) ચાલી નીકળવું; સંસાર છોડી દીક્ષા લેવી
**निक्खमाभिसेअ.** पुं० ( निष्क्रमाभिषेक ) દીક્ષામહોત્સવ
**निक्खित्त** त्रि० ( निक्षिप्त ) મૂકેલ; રાખેલ (૨) એષણાના દશ દોષમાંનો ત્રીજો દોષ, જે સચિત્ત વસ્તુ ઉપર રાખેલી વસ્તુ લેવાથી લાગે છે.
**निक्खित्तचरअ.** पुं० ( निक्षिप्तचरक ) રાંધવાના વાસણમાંથી બહાર કાઢેલ હોય તેજ લેવું એવો અભિગ્રહ કરનાર.
**निक्खित्तसत्थ.** पुं० ( निक्षिप्तशस्त्र ) ઐરવત ક્ષેત્રમાં ચાલુ અવસર્પિણીમાં થયેલ બારમા તીર્થંકર.

**निक्खिव.** पु० ( निक्षेप ) સ્થાપન કરવું. મૂકવું.

**निक्खिवण** न० ( निक्षेपण ) મૂકવું, કરવું

**निक्खुड** पु० ( निष्कुट ) ઘરની પાસેનું વન (૨) ગામ વગર સ્થાન. (૩) ભરત આદિ ક્ષેત્રનો એક વિભાગ ખંડ

**निक्खेव.** पु० ( निक्षेप ) થાપણ રાખેલું ધન. (૨) નિક્ષેપ, કર્મદલિઆનો નિક્ષેપ કરવો તે (૩) શબ્દાર્થ વ્યાપાર, નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ, એ ચાર પ્રકારના નિક્ષેપ. (૪) અનુયોગદ્વાર સૂત્રના બીજો ભેદ. (૫) મુકવું તે

**निक्खेवग्न** पु० ( निक्षेपक ) નિગમન, ઉપસંહાર.

**निक्खेवण.** न० } ( निक्षेपण ) મુકવું, રાખવું
**निक्खेवणया.** स्त्री० }

**निक्खेवणा.** स्त्री० ( निक्षेपणा ) સ્થાપન કરવું તે; રાખવું, મુકવું તે.

**निगम.** पु० ( निगम ) વ્યાપારીઓનું નિવાસ સ્થાન (૨) વૈશ્ય, વ્યાપારી

**निगर.** पु० ( निकर ) સમૂહ, જથ્થો

**निगरिंत** त्रि० ( निकरित ) સારું કરેલ.

**निगरिय.** त्रि० ( निगलित ) શોધિત, ગાળીને શુદ્ધ કરેલ.

**निगाइग्न** पु० ( निकाचित ) ભોગવ્યા વિના બીજી રીતે છૂટે નહી તેવા મજબુત કર્મ બન્ધ

**निगाम.** न० ( निकाम ) અત્યન્ત, ઘણું અતિશય, ઇષ્ટ ઉપરાંત.

**निगिट्ठ** त्रि० ( निकृष्ट ) અધમ, નીચ

**निगिण.** त्रि० ( नग्न ) નગ્ન, નાગા

**निगुंज.** पु० ( निकुञ्ज ) લતાનો માંડવો.

**निगूढ.** त्रि० ( निगूढ ) ગુપ્ત; નહી દેખાય તેવું.

**निगूहिय.** न० ( निगूहित ) ઢાંકેલું; છુપાવેલું.

**निगोय.** पु० ( निगोद ) અનંતકાય જીવ.

**निगाय.** त्रि० ( निर्गत ) નીકળેલ; દૂર થયેલ.

**निग्गइ.** पु० ( निर्गति ) એ નામના એક પ્રત્યેક બુદ્ધ કે જેને આંબાની પલટાયલી દશા જોઇ વૈરાગ્ય થયો હતો.

**निग्गंथ.** पु० ( निर्ग्रन्थ ) પરિગ્રહના અથવા રાગ દ્વેષની ગ્રંથિ-ગાંઠ રહિત સાધુ.

**निग्गंथ** त्रि० ( नैर्ग्रन्थ ) નિર્ગ્રંથ સંબંધી ( ધર્મ, પ્રવચન, વગેરે )

**निग्गंथी.** स्त्री० ( निर्ग्रन्थी ) સાધ્વી, આર્યા

**निग्गत.** त्रि० ( निर्गत ) નીકળેલું; દૂર થયેલું.

**निग्गम** पु० ( निर्गम ) નીકળવું તે.

**निग्गमण** न० ( निर्गमन ) નીકળવું તે.

**निग्गमन** न० ( निर्गमन ) ઉત્પત્તિ

**निग्गय** त्रि० ( निर्गत ) જુઓ "નિગ્ગત" શબ્દ.

**निग्गह.** पु० ( निग्रह ) દંડ, શિક્ષા. દમન (૨) પરાજય વાદીને યુક્તિ બળથી પકડવો તે

**निग्गहट्ठाण.** न० ( निग्रहस्थान ) એક પ્રકારનું વાદિને પરાજય કરવાનું સ્થાન, વચન ચાતુરી.

**निग्गुण** त्रि० ( निर्गुण ) ગુણ વિનાનો; મૂર્ખ

**निग्गुन्न.** त्रि० ( नैर्गुण्य ) ગુણહીનતા.

**निग्गोह** पु० ( न्यग्रोध ) નિગ્ગોહપરિમંડળ સંઠાણ (૨) વડનું ઝાડ

**निग्गोहमंडल.** न० ( न्यग्रोधमण्डल ) જેના નાભિ ઉપરનો ભાગ શાસ્ત્રમાં કહેલા પ્રમાણ જેવું હોય તે, ૭ સંઠાણમાનું એક

**निग्घाडण.** न० ( निर्घाटन ) કાઢવું, બહાર કરવું, બહિષ્કાર કરવો તે.

**निग्घाय.** पु० ( निर्घात ) કર્મનો નાશ. (૨) ગર્જનાનો કડાકો.

**निग्घायण.** न० ( निर्घातन ) મારવું, નાશ કરવો તે.

**निग्घिण.** त्रि० ( निर्घृण ) નિર્દય; ઘાતકી.

**निग्घोस.** पु० ( निर्घोष ) અવાજ; શબ્દ.

**निघंटु.** पु० ( निघण्टु ) એ નામનો વૈદકનો ગ્રન્થ

**निघस** पु० ( निकष ) કસ, કસોટી

**निचय** पु० ( निचय ) સમૂહ, જથ્થો (૨) કર્મદલની રચના

**निचिय.** त्रि० ( निचित ) પુષ્ટ મજબૂત, નિબિડ.

**निच्च.** त्रि० ( नित्य ) નિત્ય, સ્થિર અવિનાશી. (૨) અ० નિરંતર; હમેશા, સદા

**निच्चं.** अ० ( नित्यम् ) નિત્ય, હમેશા.

**निच्चभत्तिय** पु० ( नित्यभक्तिक ) હમેશા એક વખત ખાનાર સાધુ.

**निच्चमंडिया.** स्त्री० ( नित्यमण्डिता ) જમ્બૂ- સ્વામીનાનું અપર નામ

**निच्चल.** त्रि० ( निश्चल ) સ્થિર, મજબૂત

**निच्चालोग** पु० ( नित्यालोक ) નિત્યાલોક નામનો ગ્રહ

**निच्चिट्ठ** त्रि० ( निश्चेष्ट ) ચેષ્ટારહિત

**निच्चुज्जोय** पु० ( नित्योद्योत ) એ નામનો ગ્રહ

**निच्चेट्ठ.** त्रि० ( निश्चेष्ट ) જુઓ 'નિચ્ચિટ્ઠ' શબ્દ.

**निच्चोयग.** त्रि० ( नित्योदक ) જેમાં હમેશા પાણી રહેતું હોય તે. અગાધ જળવાળું

**निच्छइअ** त्रि० ( नैश्चयिक ) નિશ્ચયનયથી વાત કહેનાર, પરમાર્થ દૃષ્ટિવાળો.

**निच्छय.** पु० ( निश्चय ) નિશ્ચય, દૃઢ વિચાર. (૨) નિશ્ચયનય.

**निच्छयनय** पु० ( निश्चयनय ) નિશ્ચયનય; વસ્તુને પરમાર્થથી જોવાની દૃષ્ટિ

**निच्छाया** स्त्री० ( निश्छाया ) છાયા રહિત.

**निच्छिण्ण.** त्रि० ( निश्छिन्न ) બીજાથી જુદું કરેલ.

**निच्छिण्ण.** त्रि० ( निस्तीर्ण ) તરી પાર પામેલ.

**निच्छिद्द.** त्रि० ( निश्छिद्र ) જેમાં છિદ્ર ન હોય તે.

**निच्छिय** त्रि० ( निश्चित ) નિશ્ચય કરેલ.

**निच्छीर** त्रि० ( निःक्षीर ) દૂધરહિત.

**निच्छुढ** त्रि० ( ) કાઢી નાખેલું (૨) વિખેરેલું

**निच्छुभ.** पु० ( निष्क्रम ) બહિષ્કાર કરવો.

**निच्छुभण** न० ( निष्क्रमण ) સમુદાયમાંથી દૂર કરવો, બહિષ્કાર કરવો

**निच्छुय** त्रि० ( निश्च्युत ) ભ્રષ્ટ સમાધિયુક્ત

**निच्छूढ.** न० ( निष्ठ्यूत ) થુંક્યું.

**निच्छोडणा** स्त्री ( निश्छोटना ) હલકાઈ કરવી.

**निच्छोडिअ.** त्रि० ( निश्छोटित ) છુટી નાખેલું.

**निज** त्रि० ( निज ) પોતાનું.

**निजुत्त** त्रि० ( नियुक्त ) મજબૂત ગોઠવેલું

**निज्जरण** न० ( निर्जरण ) ઝરવું

**निज्जरणा.** स्त्री ( निर्जरणा ) કર્મની નિર્જરા.

**निज्जरा.** स्त्री० ( निर्जरा ) એક દેશથી કર્મને દૂર કરવા તે નવ તત્ત્વમાંનું સાતમું તત્ત્વ

**निज्जरिय.** त्रि० ( निर्जीर्ण ) નિર્જરા કરેલ

**निज्जवग** पु० ( निर्यापक ) સંથારાનો નિર્વાહ કરાવનાર, સંથારો કરેલો હોય તેને સમાધિમાંથી દૂર કરનાર

**निज्जवणा** स्त्री० ( निर्यापना ) નિગમન રૂપ પ્રકાર જેમ ધૂમ હોવાથી અગ્નિની સ્થાપના કરવી તે

**निज्जवय** पु० ( निर्यापक ) જેમ પાલન કરી શકે એવા પ્રકારે પ્રાયશ્ચિત આપનાર

**निज्जाण** न० ( निर्याण ) રાજા વગેરેને નીકળવાનો માર્ગ (૨) કર્મથી છૂટવું તે. સંસારથી નીકળવું તે

**निज्जामय.** } त्रि० ( निर्यामक ) મુખ્ય ખલાસી. (૨) સંથારો કરનારની પરિચર્યા સેવા કરનાર સાધુ
**निज्जावग** }

**निज्जावियार.** त्रि० ( निर्यापयितृ ) નિર્વાહ કરનાર, પાર પાડનાર.

**निज्जिण्ण** त्रि० ( निर्जीर्ण ) દૂર કરેલ, નિર્જરેલ

**निज्जिय.** त्रि० ( निर्जित ) જીતેલ

**निज्जीव.** पुं० ( निर्जीव ) જીવ ન હોય તેવી રીતે નિશ્ચેષ્ટ બની મુવેલા જેવો દેખાવ કરવાની કળા.

**निज्जुत्ति** स्त्री० ( नियुक्ति ) સૂત્રના અર્થની વિશેષરૂપે યુક્તિ લગાડી ઘટના કરવી તે; નિક્ષેપ, ઉપોદ્ઘાત અને સૂત્રસ્પર્શિક એમ ત્રણ પ્રકારની નિર્યુક્તિ (૨) સૂત્રના અર્થની યુક્તિ દર્શાવનાર વાક્ય યા ગ્રંથ.

**निज्जूढ.** त्रि० ( निर्यूढ ) શાસ્ત્રમાંથી સારાંશ તારવી કાઢેલ (૨) અમનોજ્ઞ

**निज्जूहण.** न० ( निर्यूहण ) ગચ્છ બહાર મુકવું તે

**निज्जूहणा.** स्त्री० ( निर्यूहणा ) વિશેષ રચના. (૨) નક્કી કરવું

**निज्जोग** } **निज्जोय** } पुं० ( निर्योग ) ઉપકરણ. (૨) યોજવું તે

**निज्झर.** पुं० ( निर्झर ) પાણીનો ઝરણ; પ્રવાહ.

**निज्झाइ** त्रि० ( निध्यायिन् ) વારંવાર જોવાની ટેવવાળુ

**निज्झाइत्तार.** त्रि० ( निध्यातृ ) ધ્યાન કરનાર. એકાગ્રપણે ચિંતવન કરનાર

**निज्झोसइत्तार** त्रि० ( निर्झोषयितृ ) કર્મનો ક્ષય કરનાર

**निट्ठविय.** त्रि० ( निष्ठापित ) દૂર કરેલ. ક્ષય કરેલ

**निट्ठा.** स्त्री० ( निष्ठा ) ભક્તિ. (૨) સિદ્ધિ, સમાપ્તિ (૩) નિશ્ચયકારી ભાષા.

**निट्ठाण.** न० ( निष्ठान ) દહિં વગેરે ખાદ્ય વસ્તુ

**निट्ठाण.** त्रि० ( निःस्थान ) સ્થાનરહિત.

**निट्ठाभासि.** त्रि० ( निष्ठाभाषिन् ) નિશ્ચયકારી વચન બોલનાર

**निट्ठिक.** त्रि० ( नैष्ठिक ) ધર્મની પરાકાષ્ઠાયુક્ત.

**निट्ठिय.** त्रि० ( निष्ठित ) નિષ્ઠા પામેલ; સમાપ્ત કરેલ. (૨) સિદ્ધ કરેલ; નિપજાવેલ. (૩) સારી રીતે રંધાયેલું

**निट्ठीवण.** न० ( निष्ठीवन ) થુંકવું.

**निट्ठुर.** त्रि० ( निष्ठुर ) પીડાઇ કરનાર; ક્રૂર.

**निडाल.** न० ( ललाट ) ભાલ; કપાળ.

**निण्ण.** त्रि० ( निम्न ) નીચું. ગંભીર; ઉંડું.

**निण्हग** } **निण्हय** } **निण्हव.** } पुं० ( निह्नव ) જૈન દર્શનથી અધિક અથવા વિપરીત કહેનાર. સત્ય વાતને છુપાવનાર, નિહ્નવ.

**नितिक.** त्रि० ( नैत्यिक ) નિત્યનું. રોજનું.

**नित्त** न० ( नेत्र ) નેત્ર; આંખ.

**नित्तुस** त्रि० ( निस्तुष ) નિર્મળ. ફોતરા વિનાનું

**नित्तेज** } **नित्तेय.** } त्रि० ( निस्तेजस ) તેજ વિનાનું ઝાંખુ

**नित्थारणा.** स्त्री० ( निस्तारणा ) આરંભેલ કામને પાર પાડવું તે

**नित्थारिय** त्रि० ( निस्तारित ) કાઢેલુ. બહાર કરેલુ

**निदंसण** न० ( निदर्शन ) ઉદાહરણ. દૃષ્ટાંત.

**निदंसिय** त्रि० ( निदर्शित ) દેખાડેલુ. બતાવેલુ.

**निदरिसण.** न० ( निदर्शन ) દાખલો; દૃષ્ટાંત

**निदा** स्त्री० ( निदा ) સમજણપૂર્વક વેદના વેદવી તે

**निदाण.** न० ( निदान ) કારણ. મૂળ

**निदाह** पुं० ( निदाघ ) ઉનાળો.

**निद्दय** त्रि० ( निर्दय ) દયા વિનાનો.

**निद्दा** स्त्री० ( निद्रा ) નિદ્રા, ઉંઘ. (૨) દર્શનાવરણીય કર્મની એક પ્રકૃતિ.

**निद्दानिद्दा.** स्त्री० ( निद्रानिद्रा ) ગાઢ નિદ્રા; દર્શનાવરણીય કર્મની એક પ્રકૃતિ.

**निद्दारित** त्रि० ( निर्दारित ) ફાડેલ; વિદારેલ.

**निद्दिट्ठ** त्रि० ( निर्दिष्ट ) કહેલું; બતાવેલું. (૨) પું० પહેલી નરકનો મેરૂથી દક્ષિણ તરફનો એક નરકાવાસો.

**निद्दुक्ख** त्रि० ( निर्दुःख ) દુઃખરહિત.

**निद्देस.** पुं० ( निर्देश ) નિર્દેશ; આજ્ઞા. (૨) બતાવવું.

**निद्देसवत्ति** त्रि० ( निर्देशवर्तिन् ) આજ્ઞાકારી; તાબેદાર

**निद्दोस** त्रि० ( निर्दोष ) દોષરહિત, શુદ્ધ; નિર્મળ

**निद्ध.** त्रि० (स्निग्ध) ચિકણું, ચિકાશવાળું (૨) પું० સ્નેહ, ચિકાશ.

**निद्धंत.** त्रि० ( निर्ध्मात ) અગ્નિમાં નાખી શોધેલ

**निद्धमण** पुं० ( निर्धमन ) ગરનાળું, પાણી મોરી.

**निद्धया** स्त्री० ( स्निग्धता ) સ્નિગ્ધતા, ચીકાશ

**निद्धूम** त्रि० ( निर्धूम ) ધુમાડા વગરનું

**निद्धूय** त्रि० ( निर्धूत ) દૂર કરેલ

**निद्धोय** त्रि० ( निर्धौत ) ધોઈ નાખેલ

**निधण.** न० ( निधन ) મૃત્યુ અવસાન

**निधत्त** न० ( निधत्त ) ઉદ્વર્તન અને અપવર્તન સિવાય કોઈ કરણથી ફેરફાર ન થાય એવી રીતે કર્મને બાંધવું તે કર્મના બંધનો એક પ્રકાર

**निनाद** पुं० ( निनाद ) શબ્દ

**निन्न** त्रि० ( निम्न ) નીચું

**निन्नगा.** स्त्री० ( निम्नगा ) નદી

**निन्नय** पुं० ( निर्णय ) નિશ્ચય, સંશયનો અભાવ

**निन्नया** स्त्री० ( निम्नगा ) નદી

**निन्हवण** न० ( निह्नव ) ગોપવવું, છુપાવવું

**निपच्चक्खाण** त्रि० ( निष्प्रत्याख्यान ) જેને કોઈ જાતનું પચ્ચક્ખાણ-ત્યાગ નથી તે.

**निपातिणी.** स्त्री० ( निपातिनी ) સન્મુખ પડતી

**निपुण** त्रि० ( निपुण ) ચતુર. નિપુણ.

**निपूर** पुं० ( निपूर ) નંદીવૃક્ષ; પીપળાની એક જાત

**निप्पंक.** त्रि० ( निष्पङ्क ) કાદવ કે ડાઘ વિનાનું. શુદ્ધ.

**निप्पकंप.** त्रि० ( निष्प्रकम्प ) નિશ્ચળ, સ્થિર

**निप्पगल.** त्रि० ( निष्प्रगल ) બીલકુલ ન ટપકે તેવું

**निप्पच्चक्खाण.** ( निष्प्रत्याख्यान ) પ્રત્યાખ્યાનથી રહિત.

**निप्पच्चवाय.** त्रि० ( निष्प्रत्यवाय ) વિઘ્ન રહિત

**निप्पट्ठ** त्रि० ( निःपृष्ट ) જેમાં કંઈ પુછવાનું ન રહે તેવું. અતિસ્પષ્ટ

**निप्पडिकम्म** त्रि० ( निष्प्रतिकर्मन् ) પ્રતિકર્મ-સંભાળ-સારવાર-ચિકિત્સા વિનાનું

**निप्पडियार.** त्रि० ( निष्प्रतिकार ) પ્રતિકાર ઉપાય રહિત.

**निप्पडिवयण.** त्रि० ( निष्प्रतिवचन ) જે ઉત્તર ન આપી શકે તે.

**निप्पत्ति.** स्त्री० ( निष्पत्ति ) સિદ્ધિ

**निप्पन्न.** त्रि० ( निष्पन्न ) તૈયાર થયેલું. બનાવેલું.

**निप्परिग्गह** त्रि० (निष्परिग्रह) પરિગ્રહ રહિત

**निप्पाण.** त्रि० ( निष्प्राण ) પ્રાણથી રહિત. મરેલ

**निप्पाव.** न० ( निष्पाव ) ધાન્ય વિશેષ, વાલ

**निप्पाविय** त्रि० ( निष्पादित ) તૈયાર કરેલું

**निप्पिट्ठ.** त्रि० ( निष्पिष्ट ) સારી રીતે વાટેલું

**निप्पिवास** त्रि० ( निष्पिपास ) પિપાસા તૃષ્ણા રહિત; નિષ્કામ, નિસ્પૃહી.

**निप्पिह** त्रि० ( निस्पृह ) નિઃસ્પૃહ, ઈચ્છા રહિત.

**निप्पुलाअ** पुं० ( निष्पुलाक ) જંબુદ્વીપના ભરતખંડમાં થનાર ૧૪મા તીર્થંકરનું નામ

**निप्फंद** त्रि० ( निष्पन्द ) અંગના ફરકવા વિનાનો હલનચલનાદિ ક્રિયારહિત

**निप्फण्ण.** त्रि० ( निष्पन्न ) ઉત્પન્ન થયેલ

**निप्फत्ति** स्त्री० ( निष्पत्ति ) ઉત્પત્તિ.

**निप्फन्न.** त्रि० ( निष्पन्न ) तैयार थयेल.
**निप्फाइय.** त्रि० ( निष्पादित ) उत्पन्न करेल.
**निप्फायग.** त्रि० ( निष्पादक ) बनावनार, उत्पन्न करनार.
**निप्फाव.** पु० ( निष्पाव ) धान्य विशेष, वाल. (२) मासाना त्रीजा भाग जेवडा एक तोल.
**निप्फेडगा.** न० ( निष्फोटन ) हेरानगति.
**निबंध.** पु० ( निबन्ध ) निश्चय (२) आग्रह
**निबद्ध.** त्रि० ( निबद्ध ) बांधेलु, रचेलु, गोठवेलु.
**निब्बंध** पु० ( निर्बन्ध ) आग्रह.
**निब्बुड्ड.** त्रि० ( निर्ब्रुडित ) पाणीमा डुबेल
**निब्भंछणा.** स्त्री० ( निर्भर्त्सना ) ठपका-मणी; तिरस्कार.
**निब्भंजण** न० ( निर्भञ्जन ) पूरी पकवान वगेरे तळी लीधा पछी अवशेष रहेल बळेल घी, दग्ध घृत.
**निब्भच्छण** न० ( निर्भर्त्सन ) तिरस्कार करवो. कराववु
**निब्भय.** त्रि० ( निर्भय ) भयरहित, भयविनानु.
**निब्भर.** त्रि० ( निर्भर ) व्याम.
**निभ.** त्रि० ( निभ ) समान, तुल्य, बराबर
**निमंतण.** न० ( निमन्त्रण ) } निमत्रण;
**निमंतणा.** स्त्री० ( निमन्त्रणा ) } आमत्रण; नोतरु.
**निमंतिश्र.** त्रि० ( निमन्त्रित ) निमत्रण दीधेल, नोतरेल.
**निमग्ग.** त्रि० ( निमग्न ) डुबेल.
**निमग्गजला** स्त्री० ( निमग्नजला ) तिमिस गुफाने मध्यभाग आवेली एक नदी के जेना पाणीमा कलेवर वगेरे पडती वस्तु डुबी जाय छे.
**निमज्जक.** त्रि० ( निमज्जक ) स्नान करतां पाणीमां डुबकी मारी थोडा वखत पडी रहेनार तापस; तापसनी एक जात.
**निमित्त.** न० ( निमित्त ) कारण; हेतु. (२) शुभाशुभसूचक निमित्तशास्त्र, शुकन आदि चिह्नथी शुभाशुभ फळनी कल्पना.
**निमित्तपिंड.** पु० ( निमित्तपिण्ड ) निमित्त भाखीने भिक्षा लेवामा आवे ते.
**निमित्तवादि.** त्रि० ( निमित्तवादिन् ) सृष्टिना निमित्तरूपे ईश्वरने माननार
**निमित्तिश्र** पु० ( नैमित्तिक ) निमित्त शास्त्रथी भूत भविष्य जाणनार.
**निमिस.** न० ( निमिष ) आखना पलकारो.
**निमीलिय** त्रि० ( निमीलित ) आख बध करेल, आख मीचेल
**निम्मंस** त्रि० ( निर्मांस ) मास रहित; दुबळु.
**निम्मगामिणी** स्त्री० ( निम्नगामिनी ) नदी.
**निम्मच्छिय.** त्रि० ( निर्मक्षिक ) माखी न होय तेवु एकान्त स्थान.
**निम्मद्दग** त्रि० ( निर्मर्दक ) मर्दन करनार.
**निम्मद्दव.** त्रि० ( निर्मार्दव ) मृदुपणाथी रहित. कठण.
**निम्मम.** त्रि० ( निर्मम ) ममता-आसक्ति रहित. (२) जम्बुद्वीपना भरतखडमा थनार १५ मा तीर्थंकरनु नाम
**निम्मल.** त्रि० ( निर्मल ) मळरहित, शुद्ध (२) पांचमा देवलोकमाना निर्मळ नामनो एक पाथडो.
**निम्मल्ल.** न० ( निर्माल्य ) देवपूजनमा अर्पण करेल पुष्पादि.
**निम्मवइत्तार** त्रि० ( निर्मापयितृ ) बनावनार, धान्य आदि नीपजावनार.
**निम्मवण.** न० ( निर्मापन ) बनाववु; नीपजाववु.
**निम्मविय.** त्रि० ( निर्मापित ) बनावेल.
**निम्महिय.** त्रि० ( निर्मथित ) मन्थन करेल.
**निम्मा.** स्त्री० (  ) वडी उपरनो भाग.
**निम्माश्र.** त्रि० ( निर्माय ) माया-कपट रहित.

**निम्माण.** પુ૦ ( निर्माण ) એ નામની એક કર્મપ્રકૃતિ જેના ઉદયથી શરીરમા પોતપોતાની જાતિના અનુસાર અંગ-પ્રત્યંગોની બનાવટ થતી જાય છે.

**निम्मात } निम्माय** ત્રિ૦ ( निर्मात ) બનાવેલ. (૨) નિષ્ણાત, નિપુણ.

**निम्मिय.** ત્રિ૦ ( निर्मित ) બનાવેલુ; કરેલુ

**निम्मेर.** ત્રિ૦ ( निर्मर्याद ) મર્યાદા વિનાનુ

**निम्मेलित.** ત્રિ૦ ( निर्मिलित ) પેટથી બહાર કાઢેલ.

**निम्मोय.** न० ( निर्मोक ) સર્પની કાચળી.

**निम्मोयणी** સ્ત્રી૦ ( निर्मोक्नी ) સર્પની કાચળી

**निय.** ત્રિ૦ ( नीच ) હલકુ, નીચ

**निय.** ત્રિ૦ ( निज ) પોતાનુ, સ્વકીય

**नियइ.** સ્ત્રી૦ ( निकृति-नियति ) માયા, કપટ (૨) ભાવી, દૈવની ઈચ્છા

**नियइपव्वय** પુ૦ ( नियतिपर्वत ) મર્યાદ વિમાનના વનખંડમાના એક પર્વત કે જ્યા દેવતા નિત્ય મૂળરૂપે તેમજ વૈક્રિય શરીરે ક્રીડા કરે છે

**नियंटिय** ત્રિ૦ ( नियन्त्रित ) પચ્ચક્ખાણના દશ પ્રકારમાંના એક, નિયત સમયે કરવાનુ તપ કારણસર ન બનતા કાળાન્તરે કરવાની પ્રતિજ્ઞા લેવી તે

**नियंटियपच्चक्खाण** न० ( नियन्त्रितप्रत्याख्यान ) જુઓ ઉપલો શબ્દ

**नियंठ.** પુ૦ ( निर्ग्रन्थ ) પરિગ્રહ ન રાખનાર સાધુ

**नियंठीपुत्त.** પુ૦ ( निर्ग्रन्थीपुत्र ) મહાવીર સ્વામીનો એક શિષ્ય.

**नियंतिय** ત્રિ૦ ( नियन्त्रित ) સ્વાધીન કરેલ. નિયમમા રાખેલ.

**नियंब.** ત્રિ૦ ( नितम्ब ) પર્વતનુ શિખર.

**नियंसण.** न० ( निवसन ) પહેરવાનું વસ્ત્ર.

**नियंसणी.** સ્ત્રી૦ ( निवसनी ) સાધ્વીને કેડથી માંડી અર્ધ જાગ સુધી પહેરવાનુ વસ્ત્ર.

**नियट्टि** સ્ત્રી૦ ( निवृत्ति ) નિયટ્ટિ બાદર નામે આઠમુ ગુણસ્થાનક.

**नियड** न० ( निकट ) સમીપ; પાસે; નજીક.

**नियड** પુ૦ ( निगड ) નિગડ; હાથકડી.

**नियडि.** સ્ત્રી૦ ( निकृति ) ગુપ્ત કપટ, છળ, માયા

**नियडिय.** ત્રિ૦ ( निगडित ) બાંધેલુ; જકડેલ.

**नियडिल्ल.** ત્રિ૦ ( निकृतिमत ) કપટી, છળ-કરનાર.

**नियडिल्लया.** સ્ત્રી૦ ( निकृति ) માયા; છળ.

**नियति** સ્ત્રી૦ ( निकृति ) કપટ

**नियतिभाव.** પુ૦ ( नियतिभाव ) નિશ્ચયપણુ.

**नियत्त** ત્રિ૦ ( निवृत्त ) નિવૃત્તિ પામેલ.

**नियत्तण** न० ( निवर्त्तन ) નિવર્તન, અટકાવવુ (૨) જમીનનુ એક માપ-ભરપ.

**नियत्तणिय.** ત્રિ૦ ( निवर्तनिक ) નિવર્તન-જમીન માપવાનુ એક પ્રાચીન સાધન, તત્પરિમિત નિવર્તન પ્રમાણે.

**नियत्ति.** સ્ત્રી૦ ( निवृत्ति ) નિવૃત્તિ, નિવૃત્ત થવુ, પાછા વળવુ.

**नियत्तिय.** ત્રિ૦ ( निवृत्त ) નિવૃત્તિ પામેલ.

**नियत्थ** ત્રિ૦ ( न्यस्त ) મૂકેલુ, મૂકેલુ

**नियत्थ.** ત્રિ૦ ( निवसित ) પહેરેલુ, ઓઢેલ

**नियम.** પુ૦ ( नियम ) વ્રત, તપશ્ચર્યાદિ નિયમ, ટેક, અભિગ્રહ. (૨) અવશ્યપણુ, વ્યાપ્તિ. (૩) નિયમ, કાનન

**नियमण.** न० ( नियमन ) ગોઠવણ, વ્યવસ્થા.

**नियय** ત્રિ૦ ( नियत ) નિયમબદ્ધ. (૨) કાયમનુ, શાશ્વત, હમેશનુ. (૩) નિશ્ચિત. નક્કી કરેલ

**नियर.** પુ૦ ( निकर ) સમૂહ.

**नियल.** પું૦ ( निगड ) બેડી, જંજીર, પગ બાંધવાની સાંકળ.

**नियल.** પુ૦ ( नियल ) એ નામનો ગ્રહ.

**नियसिय** ત્રિ૦ ( निवसित ) ધારણ કરેલ.

**निया.** સ્ત્રી૦ ( निदा ) જાણીબુઝીને કરવામા આવતી હિંસા-

**नियाइणा** त्रि० ( निकाचन ) મજબૂત. દ૯

**नियाग** न० ( नित्यक ) જે આમંત્રણ કરે ત્યાંથી ભિક્ષા લેવી તે. નિત્યપિંડ

**नियाग** पु० ( नियाग ) મોક્ષ, મુક્તિ

**नियाण.** न० ( निदान ) કારણ; હેતુ (૨) તપના ફળની અગાઉથી માગણી કરવી તે, નિયાણુ, ત્રણ શલ્યમાનું એક.

**नियाणमरण.** न० ( निदानमरण ) ભોગ વગેરેની માગણી કરી મૃત્યુ પામવું તે

**नियाणसल्ल.** न० ( निदानशल्य ) ઇન્દ્રાદિકની પદવીને માટે સકામ તપ કરવું તે, આત્માના વિકારામાર્ગમા શલ્ય-વિઘ્ન.

**नियाय.** पु० ( नियाग ) મોક્ષમાર્ગ.

**नियुद्ध** न० (नियुद्ध) મોટું યુદ્ધ કરવાની કળા.

**निर्योग** पु० ( निर्योग ) નિયોગ, અવશ્યભાવ, નક્કી.

**निरइ.** पु० ( निर्ऋति ) મૃગાનક્ષત્રનો સ્વામી

**निरइयार.** त्रि० ( निरतिचार ) અતિચાર દોષરહિત. (વ્રતાદિ)

**निरओवग.** त्रि० ( निरयोपग ) નરકાદિ દુર્ગતિમા જનાર

**निरंकुस** त्रि० ( निरङ्कुश ) નિરંકુશ, સ્વતંત્ર, સ્વચ્છંદી

**निरंगण.** त्रि० ( निरङ्गण ) અંગરાગરહિત, સ્વચ્છ, શુદ્ધ.

**निरंगणया.** स्त्री० ( निरङ्गणता ) રાગદ્વેષનો અભાવ

**निरंजण** } **निरंजन** } त्रि० ( निरंजन ) અંજન પાપ રહિત, રાગદ્વેષ રહિત

**निरतर** न० ( निरन्तर ) હંમેશ. પ્રતિક્ષણ

**निरंतरिय** त्रि० ( निरन्तरित ) સાંધ કે ફાટ વિનાનું.

**निरंभा.** स्त्री० ( निरम्भा ) વૈરોચનેન્દ્રની ચતુર્થી અગ્રમહિષી.

**निरक्कय.** } **निरक्किय.** } त्रि० ( निराकृत ) દૂર કરેલ; ત્યાગેલ

**निरट्ठ.** त्रि० ( निरर्थ ) અર્થ-પ્રયોજન વિનાનું; નિરર્થક

**निरट्ठग** त्रि० ( निरर्थक ) અર્થ વિનાનું. નકામું.

**निरणुकंप** त्रि० ( निरनुकम्प ) દયા વિનાનું, નિર્દય, ક્રૂર મનનું.

**निरणुताचि** त्रि० ( निरनुतापिन् ) પશ્ચાત્તાપ ન કરનાર

**निरतियार** त्रि० ( निरतिचार ) શંકા કાંક્ષાદિ અતિચાર દોષ રહિત.

**निरतिसय** त्रि० ( निरतिशय ) કેવળજ્ઞાનાદિના અતિશય રહિત

**निरत्थय.** त्रि० ( निरर्थक ) અર્થ વિનાનું, નકામુ

**निरभिस्संग.** त्रि० ( निरभिष्वङ्ग ) નિસ્પૃહ ઇચ્છા વિનાનો.

**निरय.** त्रि० ( नीरजस ) રજ વિનાનુ

**निरय** त्रि० ( निरत ) કાર્યમાં તત્પર (૨) पु० પાંચમા દેવલોકનો નિરત નામનો પાથડો.

**निरय** पु० ( निरय ) નરક.

**निरयगइ.** स्त्री० ( निरयगति ) નરકની ગતિ.

**निरयवाल.** पु० ( निरयपाल ) નરકને પાળનાર, પરમાધામી દેવ

**निरयविभत्ति** स्त्री० ( निरयविभक्ति ) એ નામનું સૂયગડાંગસૂત્રનું પાંચમું અધ્યયન

**निरयाणुपुव्वी** स्त्री० ( निरयानुपूर्वी ) નરકાનુપૂર્વી નામે નામકર્મની એક પ્રકૃતિ

**निरयावलिया.** स्त्री० ( निरयावलिका ) એ નામનું એક કાલિકસૂત્ર

**निरयावास.** पु० ( निरयावास ) નરકનો નિવાસ. નરકાવાસા.

**निरवकंख** त्रि० ( निरवकाङ्क्ष ) આકાંક્ષા-ઇચ્છા વિનાનું; નિસ્પૃહ.

**निरवच्चय.** त्रि० ( निरपत्रप ) લાજથી રહિત.

**निरवज्ज.** त्रि० ( निरवद्य ) નિરવદ્ય, નિર્દોષ.

**निरवयक्ख.** त्रि० (निरपेक्ष) આકાંક્ષાથી રહિત.

**निरवसेस** त्रि० ( निरवशेष ) સઘળું; સંપૂર્ણ.

**निरवाय** त्रि० ( निरपाय ) દોષરહિત, વિઘ્ન વિનાનું

**निरविक्ख.** } **निरवेक्ख.** } त्रि० ( निरपेक्ष ) કોઈ પણ જાતની અપેક્ષા વિનાનો.

**निरवेक्खा.** स्त्री० ( निरपेक्षा ) નિઃસ્પૃહા, ઇચ્છા નહિ તે.

**निरसण** न० ( निरशन ) ભોજનનો અભાવ.

**निरस्साय** त्रि० ( निरास्वाद ) સ્વાદ વિનાનું, મોળું, ફીકું.

**निरहंकार** त्रि० ( निरहङ्कार ) અહંકાર રહિત, નિરાભિમાની

**निरहिगरण.** त्रि० ( निरधिकरण ) મોટા આરંભ વિનાનું.

**निराउअ.** त्रि० ( निरायुष ) આયુષ્ય વિનાનું, આયુષ્ય કર્મનો ક્ષય કરેલ.

**निरागरण.** पु० ( निराकरण ) ખુલાસો, નિરાકરણ.

**निरागार.** त्रि० ( निराकार ) આકાર રહિત.

**निरातंक.** त्रि० ( निरातङ्क ) નીરોગી.

**निरामगंध.** त्रि० ( निरामगन्ध ) આમગન્ધ-મૂળોત્તર ગુણની ખંડના દોષથી રહિત

**निरामय.** त्रि० ( निरामय ) રોગ-પીડાથી રહિત.

**निरामिस** त्रि० ( निरामिष ) વિષયરૂપ આમિષથી રહિત, વિષય વાસનાથી નિવૃત્ત થયેલ.

**निरायंक** त्रि० ( निरातङ्क ) રોગ વિનાનું, નીરોગી.

**निरायव** त्रि० ( निरातप ) તડકાથી રહિત.

**निरारंभ.** त्रि० ( निरारम्भ ) આરંભ-પાપક્રિયા ન કરનાર.

**निरालंबण.** न० ( निरालम्बन ) આલોક અને પરલોકની આશંસાથી રહિત, નિષ્કામ. (૨) આલંબન-આધાર વિનાનું

**निरालय.** त्रि० ( निरालय ) ઘર વિનાનો, રહેઠાણની જરૂર વિનાનો.

**निरालोय** त्रि० ( निरालोक ) પ્રકાશથી રહિત

**निरावकंखि.** त्रि० ( निरवकाङ्क्षिन् ) આશા-વાંછનાથી રહિત; નિઃસ્પૃહ.

**निरावरण.** त्रि० ( निरावरण ) આવરણ કર્મ-રહિત, ઉઘાડું, ખુલ્લું.

**निरास.** त्रि० ( निराश ) આશાથી રહિત.

**निरासंस** त्रि० ( निराशंस ) આલોક અને પરલોકની આશંસા-ઈચ્છા રહિત

**निरासव** त्रि० ( निराश्रव ) આશ્રવ વિનાનું, પાપરહિત.

**निरिंधण.** त्रि० ( निरिन्धन ) ઇંધન રહિત

**निरिक्खण** ( निरीक्षण ) પડિલેહણ, જોવું-તપાસવું તે.

**निरिक्खिअ.** त्रि० ( निरीक्षित ) જોયેલું, તપાસેલું.

**निरिया** स्त्री० ( निरिका ) કન્દવિશેષ.

**निरुअ** त्रि० ( नीरुज ) રોગ વિનાનું.

**निरुइ** स्त्री० ( निर्ऋति ) મૂળ નક્ષત્રના અધિષ્ઠાતા દેવતા

**निरुंभण.** न० ( निरुन्धन ) રોકવું, અટકાવવું તે

**निरुच्चार.** त्रि० ( निरुच्चार ) જેનો પુરીષોત્સર્ગ-મળ ત્યાગ કરવાનો માર્ગ બંધ હોય તે.

**निरुच्छाह.** त्रि० ( निरुत्साह ) ઉત્સાહથી રહિત.

**निरुज** त्रि० ( नीरुज् ) રોગ વિનાનું.

**निरुजसिह.** पु० ( नीरुजशिख ) આઠ ઉપવાસ અને પારણે આયંબિલરૂપ તપનો એક પ્રકાર.

**निरुट्ठाइ** त्रि० ( निरुत्थायिन् ) વારંવાર ઉઠબેસ ન કરનાર

**निरुत्त** न० ( निरुक्त ) નિરુક્તશાસ્ત્ર, શબ્દની વ્યુત્પત્તિ દર્શાવનાર શાસ્ત્ર.

**निरुत्ति.** स्त्री० ( निरुक्ति ) વ્યુત્પત્તિ, વિગ્રહ.

**निरुत्तिय** त्रि० ( निरुक्तिज ) વ્યુત્પત્તિથી બનેલું

**निरूढ.** त्रि० ( निरूढ ) આચ્છાદિત કરેલ (૨) રૂઢ, સ્વલ્પ. (૩) જળચર જીવ વિશેષ

**निरुपहय.** त्रि० ( निरुपहत ) નગાદિથી હણાયેલ નહી

**निरुवकंखि.** त्रि० ( निरुपकाङ्क्षिन् ) આકાંક્ષા રહિત.

**निरुवक्कम** त्रि० ( निरुपक्रम ) ઉપક્રમ રહિત

**निरुवक्किट्ठ.** त्रि० ( निरुपक्लिष्ट ) રોગાદિથી રહિત.

**निरुवगारि** त्रि० ( निरुपकारिन् ) ઉપકાર ન કરનાર

**निरुवचय.** त्रि० ( निरुपचय ) ઉપચય-વૃદ્ધિ રહિત

**निरुवचरिय** त्रि० ( निरुपचरित ) કલ્પનામાં ન આવે તેવું, ઉપચાર રહિત

**निरुवट्ठाण.** त्रि० ( निरुपस्थान ) અવશ્ય પ્રણીત સદાચાર-અનુષ્ઠાન રહિત

**निरुवम.** त्रि० ( निरुपम ) અતિ સુંદર, અનુપમ.

**निरुवलेव.** त्रि० ( निरुपलेप ) નિર્લેપ, લેપ રહિત

**निरुवसग्ग** त्रि० ( निरुपसर्ग ) ઉપસર્ગ રહિત, નિરુપદ્રવ

**निरुवहय.** त्रि० ( निरुपहत ) ઉપઘાત રોગરહિત

**निरूविअ** त्रि० ( निरूपित ) નિરૂપણ કરેલ.

**निरेअ.** त्रि० ( निरेज ) કંપ-ચલનગમન રહિત.

**निरेयण.** न० ( निरेजन ) કંપનો અભાવ, નિશ્ચલપણું.

**निरोयअ.** त्रि० ( नीरोगक ) રોગ રહિત. નીરોગી

**निरोव.** पुं० ( ) આજ્ઞા, હુકમ.

**निरोह.** पुं० ( निरोध ) અટકાવ, રોકાણ (૨) તાપ, ગરમી (૩) અશેષ કર્મનો ક્ષય

**निलय.** पुं० ( निलय ) ઘર.

**निलाड** न० ( ललाट ) કપાળ

**निलुंछण** न० ( निर्लाञ्छन ) ગોધલા પાડા વગેરે સમારવા તે.

**निलुज्ज** त्रि० ( निर्लज्ज ) લજ્જાહીન.

**निलुलिय.** त्रि० ( निर्लोलित ) લપ લપ કરતુ બહાર નીકળેલ.

**निलेव** त्रि० ( निर्लेप ) લેપથી રહિત.

**निलेवण** न० ( निर्लेपन ) લેપન ન કરવું તે.

**निलेवा** स्त्री० ( निर्लेपिका ) જેનો લેપ ન લાગ એવા વાલ ચણા વગેરે લેવા તે, ગોચરીનો એક પ્રકાર

**निव** पुं० ( नृप ) નૃપ, રાજા.

**निवइ** पुं० ( नृपति ) રાજા.

**निवट्टिय** त्रि० ( निवर्त्तित ) નીપજેલ, તૈયાર થયેલ

**निवडण.** न० ( निपतन ) પડવું

**निवडिअ.** त्रि० ( निपतित ) પડી ગયેલ.

**निवण्ण.** त्रि० ( निपन्न ) તૈયાર થયેલું

**निवति.** पुं० ( नृपति ) રાજા, પ્રજાપાલક

**निवत्त.** त्रि० ( निवृत्त ) ઉત્પન્ન થયેલ

**निवत्तण.** न० ( निवर्त्तन ) યોગસ્થાનોનો કંડક વિશેષ

**निवत्तिअ.** त्रि० ( निवर्त्तित ) નિપજેલ. નિષ્પન્ન થયેલ

**निवन्न.** त्रि० ( निर्वर्ण ) વર્ણ-રંગથી રહિત.

**निवय.** पुं० ( निपात ) ઉપરથી પડવું તે.

**निवसण.** न० ( निवसन ) વસ્ત્ર, કપડાં

**निवाइ.** त्रि० ( निपातिन् ) નીચે પડનાર.

**निवाइय.** / **निवाडित.** त्रि० ( निपातित ) ઉપરથી નીચે પાડેલું.

**निवात.** पुं० ( निपात ) ચ, વા, અહ ઇત્યાદિ અવ્યય સમૂહ (૨) પડવું; નીચે સરકવું તે.

**निवाय** त्रि० ( निवात ) પવન વિનાનો પ્રદેશ

**निवायण.** न० ( निपातन ) જુઓ "નિવાય" શબ્દ.

**निवारण.** न० ( निवारण ) નિવારવું, પાછું વાળવું તે.

**निवारणा** स्त्री० (निवारणा) રોકાણ, અટકાયત.

**निवास.** पु० ( निवास ) રહેઠાણ; સ્થાન, વસવું

**निविट्ठ.** त्रि० ( निविष्ट ) આસક્ત. (२) મેળવેલ. (૩) જીવના ગ્રહેલ. (૪) તીવ્ર અનુભાવથી ઉત્પન્ન થયેલ, કર્મનો રહેલો અંશ (૫) બેઠેલું, સ્થિત થયેલું, સ્થાપન કરેલું

**निवित्तिअ.** त्रि० ( निर्वृत्तिक ) સદા નિયમ થઈ તપ કરનાર

**निवुट्ठ** त्रि० ( निवृष्ट ) વૃષ્ટિ કરેલ.

**निवेइय** त्रि० ( निवेदित ) નિવેદન કરેલ, જણાવેલ.

**निवेद्दणा.** स्त्री० ( निवेदना ) નૈવેદ્ય, દેવતાની પાસે ઉપહાર તરીકે અન્નાદિ ધરવામાં આવે તે

**निवेयण** न० ( निवेदन ) નિવેદન, જણાવવું

**निवेस** पु० ( निवेश ) ઉતારો, ઘર, રહેઠાણ (२) લાભ, ફાયદો. (૩) સ્થાપન, ગાડવણ.

**निवेसण** न० ( निवेशन ) એક બારણેથી જવાય આવાય તેવા બે ત્રણ ઘરની ખડકી.

**निवेसिय** त्रि० ( निवेशित ) સ્થાપન કરેલ, ગોઠવેલ.

**निव्वइअ.** त्रि० ( ) ઉપર પદાર્થી તેરનું પરિણામ આવે તે.

**निव्वट्टिय** त्रि० ( निर्वर्तित ) કરેલ

**निव्वण.** त्रि० ( निर्व्रण ) છિદ્રરહિત, અખંડ (२) નિરતિચાર; દોષરહિત.

**निव्वत्त.** त्रि० ( निर्वृत्त ) ઘડેલું.

**निव्वत्तणा.** स्त्री० ( निर्वर्तना ) ઉત્પન્ન કરવું તે.

**निव्वत्तणाहिगरण.** न० ( निर्वर्तनाधिकरण ) નવા શસ્ત્રાદિ બનાવવાથી લાગતી ક્રિયા.

**निव्वत्तय** त्रि० ( निर्वर्तक ) ઉત્પન્ન કરનાર.

**निव्वत्ति.** स्त्री० ( निर्वृत्ति ) ઉત્પત્તિ

**निव्वत्तिय** त्रि० ( निर्वर्तित ) બનાવેલું, કરેલું.

**निव्वयण** त्रि० ( निर्वचन ) વચનરહિત; મુંગા.

**निव्वहण.** न० ( निर्वहन ) પૂર્વાપર સંગતિ લગાડી શાસ્ત્રીય અર્થનો નિર્વાહ કરવો તે. આચાર્ય સંપદાનો એક પ્રકાર

**निव्वाअ** त्रि० ( निर्वात ) વાયુરહિત સ્થાન

**निव्वाघाइम** त्रि० ( निर्व्याघातिम ) જેને કંઈ પણ વિઘ્ન ન હોય તે

**निव्वाघाय** त्रि० ( निर्व्याघात ) વ્યાઘાત-પીડા-વિઘ્નથી રહિત

**निव्वाण** न० ( निर्वाण ) મોક્ષ, મુક્તિ.

**निव्वाणसामि.** पु० ( निर्वाणस्वामिन् ) એરવત ક્ષેત્રમાં ભાવિ ૧૭ મા તીર્થંકર.

**निव्वाणि.** पु० ( निर्वाणिन ) ગઈ ચોવીશીમાં ભરતક્ષેત્રમાં થયેલ બીજા તીર્થંકરનું નામ.

**निव्वाणी.** स्त्री० ( निर्वाणी ) સોળમા તીર્થંકર શાન્તિનાથની શાસનદેવી (२) સમાધિ.

**निव्वावअ.** त्रि० ( निर्वापक ) અગ્નિ આદિને ઓલવનાર

**निव्वावकहा** स्त्री० ( निर्वापकथा ) નિર્વાપ-પકવાન્ન વિગેરેની કથા.

**निव्वावार** त्रि० ( निर्व्यापार ) વ્યાપાર-આરંભ રહિત.

**निव्वाविय.** त्रि० ( निर्वापित ) શાન્ત કરેલ, બુઝાવેલ.

**निव्वाहण** न० ( निर्वाहण ) નિર્વાહ કરવો

**निव्विइअ.** त्रि० ( निर्विकृतिक ) ઘૃતાદિ વિકૃતિને તજનાર, નીવિતપ કરનાર

**निव्विगइय** न० ( निर्विकृतिक ) નીવિ નામનું તપ, જેમાં દૂધ વગેરે વિગયનો ત્યાગ કરવામાં આવે છે તેવું તપ

**निव्विगप्प.** त्रि० ( निर्विकल्प ) વિકલ્પરહિત.

**निव्विगार.** त्रि० ( निर्विकार ) વિકારરહિત, એકરૂપે રહેનાર

**निव्विग्घ.** न० ( निर्विघ्न ) વિઘ્નનો અભાવ

**निव्विज्ज.** त्रि० ( निर्विद्य ) વિદ્યા વિનાનો, મૂર્ખ.

**निव्विट्ठ** त्रि० ( निर्विष्ट ) ભોગવેલું

**निव्विट्ठकाइय.** त्रि० ( निर्विष्टकायिक ) પરિહાર વિશુદ્ધચારિત્રને પૂર્ણ કરનાર

**निव्विण्ण.** त्रि० ( निर्विण्ण ) ખિન્ન થયેલ, ઉદાસ બનેલ

**निव्वितिगिच्छ** त्रि० ( निर्विचिकित्स ) કર્મના ફળમાં સંદેહ ન કરનાર

**निव्वितिगिच्छा** स्त्री० ( निर्विचिकित्सा ) સંશયનો અભાવ.

**निव्वित्ति** स्त्री० ( निर्वृत्ति ) નિષ્પત્તિ; સિદ્ધિ

**निव्विन्न** त्रि० ( निर्विण्ण ) નિર્વેદ-વૈરાગ્ય પામેલ.

**निव्वियार.** त्रि० ( निर्विकार ) વિકારરહિત, શુદ્ધ.

**निव्विसग** त्रि० ( निर्विशक ) ઉપભોગ કરનાર

**निव्विसय** पु० ( निर्विषय ) દેશપારની શિક્ષા (२) त्रि० ન જાણી શકાય એવું

**निव्विसेस.** त्रि० ( निर्विशेष ) વિશેષના રહિત સામાન્યરૂપ.

**निव्वुअ.** त्रि० ( निर्वृत ) નિર્વાણપદ પામેલ

**निव्वुइ.** स्त्री० ( निर्वृति ) છૂટકારો. મોક્ષ

**निव्वुइकरी.** स्त्री० ( निर्वृतिकरा ) ૧૮ મા તીર્થંકરની પ્રવજ્યા પાલખીનું નામ.

**निव्वुड.** त्रि० ( निर्वृत ) નિર્વાણપદ પામેલ

**निव्वुड्ड.** त्रि० ( निर्ब्रडित ) ડુબી ગયેલ

**निव्वुड्ढि.** स्त्री० ( निर्वृद्धि ) અપચય. હાની

**निव्वुति.** स्त्री० ( निर्वृति ) મોક્ષસુખ

**निव्वेग.** } **निव्वेय.** } पु० ( निर्वेद ) અસારથી વિરક્ત થવું તે; વૈરાગ્ય

**निव्वेयग.** त्रि० ( निर्वेदन ) સાતા અસાતારૂપી વેદના વિનાનો.

**निव्वोदग.** न० ( नीवोदक ) નેવાનું પાણી

**निसंत** त्रि० ( निशमित ) સાંભળેલ.

**निसंत.** पुं० ( निशान्त ) નિશા-રાત્રિનું અવસાન; પ્રાતઃકાળ. (२) न० સંપૂર્ણતા.

**निसग्ग.** पु० ( निसर्ग ) સ્વભાવ. (૨) ગુરૂનો ઉપદેશ સાંભળ્યા વિના પૂર્વસંસ્કારથી સમ્યક્ત્વ ઉપજે તે, સમ્યક્ત્વનો એક પ્રકાર

**निसग्गरुइ.** स्त्री० ( निसर्गरुचि ) સહજ રૂચિ-શ્રદ્ધા, કોઈના ઉપદેશ સાંભળ્યા વિના પોતાની મેળે ધર્મરૂચિ થાય તે.

**निसज्जा** स्त्री० ( निषद्या ) બેસવાનું સ્થાન. (૨) રજોહરણની દાંડી ઉપર વસ્ત્રનું વેષ્ટન, નિસથીઓ. (૩) ઉપાશ્રય (૪) બેઠક, આસન.

**निसट्ट.** त्रि० (        ) ઘણું, વધારે.

**निसट्ठ** त्रि० ( निसृष्ट ) દીધેલ. આપેલ (૨) ફેંકેલ

**निसढ** पु० ( निषध ) હરિવાસક્ષેત્ર અને મહાવિદેહ ક્ષેત્રની વચ્ચે આવેલ એક પર્વત, નિષધ નામનો પર્વત (૨) એ નામનો એક યાદવકુમાર, બલ મહારાજનો પુત્ર

**निसण्ण** त्रि० ( निषण्ण ) બેઠેલ. (૨) નિ-ર્ગત પામેલ, નિમગ્ન

**निसन्न** त्रि० ( निषण्ण ) બેઠેલું. સ્થિર થયેલું

**निसम्मभासि.** त्रि० ( निशम्यभाषिन् ) વિચારીને બોલનાર.

**निसह** पु० ( निषध ) મહાવિદેહની સીમા કરનાર એક પર્વત

**निसा** स्त्री० ( निशा ) રાત્રિ. (૨) શિલા. પત્થર.

**निसाअ** पु० ( निषाद ) સાત સ્વરમાંનો છેલ્લો સ્વર

**निसाइयार.** पु० ( निशातिचार ) રાત્રે જે અતિચાર-દોષ લાગ્યા હોય તે.

**निसापाहाण.** न० ( निशापाषाण ) ઉપરવટો આદિ દલનશિલા.

**निसामण.** न० ( निशमन ) સાંભળવું.
**निसामिश्र.** त्रि० ( निशमित ) સાંભળેલ
**निसाय.** त्रि० ( निशात ) તીક્ષ્ણ.
**निसाय.** पु० ( निषाद ) સાતમો નિષાદ નામનો સ્વર.
**निसायर.** त्रि० ( निशाचर ) રાક્ષસ, પિશાચ વગેરે.
**निसालोढ.** पु० ( निशालोष्ट* ) શિલાપુત્ર. ઘસવાનો પત્થર.
**निसावसाण.** न० ( निशावसान ) રાત્રિનું અવસાન, પ્રાતઃકાળ
**निसिजागरण** न० ( निशाजागरण ) રાત્રે જાગવું તે
**निसिज्जा** स्त्री० ( निषद्या ) જુઓ 'निसज्जा' શબ્દ
**निसिट्ठ** त्रि० ( निसृष्ट ) દૂર કરેલ
**निसिद्ध** त्रि० ( निषिद्ध ) નિષેધ કરેલ.
**निसिभत्त.** न० ( निशाभक्त ) રાત્રિનું ભોજન
**निसिय.** त्रि० ( निशित ) તીક્ષ્ણ.
**निसिय** त्रि० ( न्यस्त ) રાખેલ
**निसियर** त्रि० ( निशिचर ) ચોર. (२) રાક્ષસાદિ
**निसिरण** न० ( निसर्जन ) નીકળવું તે
**निसीइत्तार.** त्रि० ( निषीदयितृ ) બેસનાર.
**निसीदण.** } न० ( निषीदन ) બેસવું તે
**निसीयण** }
**निसीयावण.** न० ( निषादन ) બેસાડવું.
**निसीह.** पु० ( निशीथ ) મધ્યરાત. (२) એ નામનું એક કાલિકસૂત્ર
**निसीहिया** स्त्री० ( नैषेधिकी ) ધર્મસ્થાનકે જતાં સંસારના કર્મના નિષેધ સૂચવનાર નિસીહિ શબ્દ બોલવો તે; સામાચારીનો એક પ્રકાર.
**निसीहिया.** स्त्री० ( नैषधिकी ) બેઠક. (२) બેસવાનો પરિસહ. (३) પાપકાર્ય નિષેધવાને નિસીહિ શબ્દ કહેવો તે. (४) સ્વાધ્યાયનું સ્થાન.

**निसुंभ.** पु० ( निशुम्भ ) પાંચમા પ્રતિવાસુદેવ.
**निसूरण** त्रि० ( निषूदन ) મારનાર, નાશક.
**निसेवणिज्ज.** त्रि० ( निषेवणीय ) સેવા કરવા યોગ્ય
**निस्संक** त्रि० ( निश्शङ्क ) શંકા રહિત.
**निस्संकिय.** त्रि० ( निःशङ्कित ) શંકા વિનાનો. (२) દેવ ગુરૂ ધર્મપ્રત્યે શંકાનો અભાવ, સમકિતના આઠ આચારમાંનો પ્રથમ આચાર.
**निस्संग** त्रि० ( निःसङ्ग ) સંગરહિત; એકલો.
**निस्संद.** पु० ( निःष्यन्द ) સાર રસ. (२) તત્ત્વરૂપ પદાર્થ
**निस्संस** त्रि० ( नृशंस ) ઘાતકી, ક્રૂર
**निस्संसइय.** त्रि० ( निःसंशयिक ) શંકાથી રહિત.
**निस्सकड.** त्रि० ( निश्राकृत ) કોઇની નેશ્રાએ-અપેક્ષા રાખી કરેલ
**निस्सण्ण.** त्रि० ( निषण्ण ) બેઠેલ
**निस्सल्ल** त्रि० ( निःशल्य ) માયા આદિ ત્રણ શલ્યથી રહિત
**निस्सा.** स्त्री० ( निश्रा ) નિશ્રા, આધાર, અવલંબન, આશ્રય.
**निस्सामण्णता.** स्त्री० ( निःसामान्यता ) સામાન્યતાનો અભાવ.
**निस्साय.** पु० ( निश्राय ) નિશ્રાય-નેશ્રા
**निस्सार.** त्रि० ( निःसार ) સારવિનાનું, ખાલી
**निस्सारिय** त्रि० ( निःसारित ) બહાર કાઢેલું.
**निस्सास.** पु० ( निःश्वास ) નિશ્વાસ, શ્વાસ લેવો તે
**निस्सासय.** त्रि० ( निःश्वासक ) નીચે શ્વાસ લેનાર.
**निस्सिंघिय.** न० ( निःसिङ्घित ) વા સંચરવું; પાદવું તે.
**निस्सिय.** त्रि० ( निःश्रित ) આશ્રિત, રહેલ. (२) અવગ્રહાદિ ચતુષ્ટય. (३) વસ્તુને અન્યથારૂપે ગ્રહણ કરવું તે

**निस्सील.** त्रि० ( निःशील ) શીલ-સદાચારથી રહિત.

**निस्सुह** त्रि० ( निःसुख ) સુખ રહિત; દુઃખી.

**निस्सेणि** स्त्री० ( निःश्रेणि ) નીસરણી.

**निस्सेयस** न० ( निःश्रेयस ) કલ્યાણ; મોક્ષ

**निस्सेयसिय** त्रि० ( निःश्रेयसिक ) મોક્ષ-કલ્યાણને ઇચ્છનાર.

**निस्सेस** न० ( निःश्रेयस ) કલ્યાણ

**निस्सेस.** त्रि० ( निःशेष ) સમસ્ત; બધું.

**निस्सोणिय** त्रि० ( निःशोणित ) રૂધિર વિનાનું.

**निह.** न० ( निह ) નારકીને મારવાનું સ્થાન. (૨) પુ० રાગી, સ્નેહવાન્ (૩) માયાવી, કપટી

**निहुअ** त्रि० ( निभृत ) નિશ્ચલ, સ્થિર, શાન્ત.

**निहण.** न० ( निधन ) મરણ, મૃત્યુ

**निहत्त.** स्त्री० ( निधत्त ) ઉદ્વર્તના અને અપવર્તનના શિવાય બાકીના જે કરણો પ્રવર્તી ન શકે એવી અવસ્થામાં કર્મને સ્થાપવા તે

**निहत्ति** न० ( निधत्ति ) જુઓ ' નિહત્ત " શબ્દ

**निहय.** त्रि० ( निहत ) મરેલ, હણેલ

**निहा.** स्त्री० ( निभानिहा ) કાન્તિ; પ્રભા (૨) માયા, કપટ.

**निहाण.** न० ( निधान ) ભંડાર, ખજાનો. (૨) સમૂહ

**निहार** पु० ( निहार ) મળ ત્યાગ.

**निहि.** पु० ( निधि ) કોશ, ખજાનો

**निहिय.** त्रि० ( निहित ) મૂકેલુ, ધારણ કરેલુ.

**निहुअ.** त्रि० ( निभृत ) શાન્ત, સ્થિર કરેલ; વિરમી ગયેલ.

**निहुत्थिभगा.** स्त्री० ( निहुत्थिभगा ) એ નામની એક વનસ્પતિ.

**निहय.** त्रि० ( ) કાંપણ ન કરનાર, નિરુપયોગી

**नीआगोअ.** न० ( नीचगोत्र ) હલકુ કુળ.

**नीइ.** स्त्री० ( नीति ) નીતિ, વ્યવહારવિધિ.

**नीणिय** त्रि० ( ) બહાર કાઢેલું.

**नीत.** त्रि० ( नीत ) કહેલુ, કથન કરેલુ.

**नीति.** स्त्री० ( नीति ) ન્યાય.

**नीम.** पु० ( नीप ) ફળ વિશેષ.

**नीय** त्रि० ( नीत ) લઇ જવામાં આવેલ

**नीय.** त्रि० ( नीच ) નીચુ, હેઠ. (૨) તુચ્છ, હલકુ. (૩) નીચ ગોત્ર; ગોત્ર કર્મની એક પ્રકૃતિ.

**नीयगमा** स्त्री० ( नीचगमा ) નીચની સાથે જનારી. (સ્ત્રી)

**नीयगोय** न० ( नीचगोत्र ) એ નામની એક કર્મ પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ નીચ કુળ પામે છે

**नीया.** स्त्री० ( नीचा ) ચાર ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**नीयागोय.** न० ( नीचगोत्र ) હલકુ કુળ (૨) ગોત્ર કર્મની એક પ્રકૃતિ.

**नीयावत्ति.** }
**नीयावित्ति.** } त्रि० ( नीचवर्तिन् ) નીચે આસને બેસનાર, નમ્ર સ્વભાવવાળો.

**नीर** न० ( नीर ) પાણી

**नीरय.** त्रि० ( नीरजस ) રજ-ધુળ વિનાનુ

**नील.** त्रि० ( नील ) નીલ રંગવાળુ, લીલુ. (૨) न० નીલવર્ણ નામે નામ કર્મની એક પ્રકૃતિ કે જેના ઉદયથી જીવ નીલો રંગ પામે છે

**नीलकंठ.** पु० ( नीलकण्ठ ) ધરણેન્દ્રના પાડાના લશ્કરનો અધિપતિ

**नीलकूड.** पु० ( नीलकूट ) નીલવત પર્વતના નવ કૂટમાનું બીજું શિખર.

**नीलमिग.** }
**नीलमिय.** } पु० ( नीलमृग ) લીલા વર્ણનો મૃગ.

**नीललेसा** }
**नीललेस्सा.** } स्त्री० ( नीललेश्या ) નીલ વર્ણના કર્મ પુદ્ગલને યોગે થતા આત્માના મલિન પરિણામ, છ લેશ્યામાંની બીજી લેશ્યા.

**नीलवंत** पु० ( नीलवत ) मेरुथी उत्तर तरफनो वर्षधर पर्वत, महा विदेहथी उत्तर सरहद उपरनो पर्वत.

**नीला** स्त्री० ( नीला ) ए नामनी नदी. (२) नील लेश्या, नीला रंगना कर्मस्कंधना योगथी थता जीवना तेवा परिणाम.

**नीलाभास** पु० ( नीलाभास ) ए नामना ग्रह; ८८ ग्रहमांनो एक.

**नीलि** पु० ( नीलिन ) लील. शेवाळ.

**नीलीरस** पु० ( नीलीरस ) गळीनो रंग

**नीलुप्पल** न० ( नीलोत्पल ) नील कमळ (२) एकवीशमा तीर्थंकरनु लाञ्छन.

**नीव.** पु० ( नीव ) वृक्ष विशेष

**नीवार.** पु० ( नीवार ) खड धान्यनी एक जात. एक जातनु धान्य

**नीसंक** त्रि० ( निःशङ्क ) शंका रहित

**नीसंद** पु० ( निष्यन्द ) सार. तत्त्व (२) रसना टीपा (३) परसेवो. पसीनो.

**नीससिश्च.** न० ( निःश्वसित ) नीचो श्वास मुकवो ते.

**नीसा** स्त्री० ( निश्रा ) निश्रा. अपेक्षा. आश्रय

**नीसास.** पु० ( निःश्वास ) नीचो श्वास, निसासो.

**नीसेस.** न० ( निःश्रेयस ) कल्याण.

**नीसेस** त्रि० ( निःशेष ) समस्त, सपूर्ण

**नीहड** त्रि० ( निर्हृत ) बहार काढेल.

**नीहरण** न० ( निर्हरण ) अग्निसंस्कार

**नीहार.** पु० ( निर्हार ) देहचिंता, वडीनीत.

**नीहारि.** पु० ( निर्हारि ) जे संथारो पूर्ण थया पछी शरीरनु निहरण न थाय तेवी जग्याए सथारो करवो ते, संथारानो एक प्रकार.

**नीहारिम** न० ( निर्हारिम ) मृत्यु पछी अग्नि संस्कार थइ शके तेवी जग्याए सथारो करवो ते, संथारानो एक प्रकार.

**नीहास** त्रि० ( निर्हास ) हास्य विनानु; हर्ष वगरनु.

**नु** अ० ( नु ) वितर्क अर्थमा वपरातो अव्यय.

**नूण.** त्रि० ( न्यून ) न्यून; ओछु.

**नूणं.** अ० ( नूनम् ) खरेखर, नक्की

**नूम** न० न० ( नूम ) कर्म (२) माया; सत्यने छुपाववु ते.

**नूमगिह.** न० ( निम्नगृह ) नीचेनुं भोयतळीआनु घर.

**नेश्राइय.** त्रि० ( नैयायिक ) न्याय अनुसार चालनार

**निउणिय** न० ( नैपुणिक ) अनुप्रवाद पूर्वनो अमुक भाग.

**नेउर.** न० ( नूपुर ) झांझर.

**नेगम** पु० ( नैगम ) एक वस्तुने सामान्य विशेष वगेरे अनेक रीते जुदा पाडनार नय. सात नयमानो प्रथम नय (२) न्याय वैश्य रहेता होय तेवु स्थान-गाम.

**नेगुण्ण** न० ( नैर्गुण्य ) निर्गुणपणु; गुणनो अभाव.

**नेगंथ.** त्रि० ( नैर्ग्रन्थ्य ) निग्रंथ संबंधी.

**नेच्छइय.** त्रि० ( नैश्चयिक ) निश्चय दृष्टिए विचार करनार

**नेच्छइयनय** पु० ( नैश्चयिकनय ) निश्चयात्मक दृष्टि. निश्चयनय

**नेतार.** त्रि० ( नेतृ ) नायक, अग्रेसर.

**नेत्त.** न० ( नेत्र ) आंख, नयन

**नेम.** न० ( नियम ) काम.

**नेमि.** पु० ( नेमि ) श्री नेमिनाथ, २२ मा तीर्थंकर (२) पैडानो घेरावो.

**नेमिजंतकम्म.** न० ( नेमियन्त्रकर्मन् ) गाडाना पैडाने करतो लोढानो पाटो.

**नेमित्तिश्च.** त्रि० ( नैमित्तिक ) निमित्तने जाणनार, ज्योतिषी.

**नेमीसर.** पु० ( नेमीश्वर ) ભરતક્ષેત્રના ગત ચોવીસીના ૧૬ મા તીર્થંકર.

**नेम्म.** न० ( ) મૂળધન, મુડી

**नेम्मा** स्त्री० ( नेमा ) જગતીની વેદિકાનો ઉપરનો ભાગ.

**नेय** त्रि० ( ज्ञेय ) જાણવા યોગ્ય.

**नेयाउय.** पु० ( नैयायिक ) ન્યાય સંપન્ન

**नेयार** त्रि० ( नेतृ ) અગ્રેસર, નાયક

**नेरइय** त्रि० ( नैरयिक ) નરકમાં રહેનાર જીવ.

**नेरई.** स्त्री० ( नैर्ऋती ) નૈઋત્ય ખુણાની દિશા.

**नेरुत्त.** पु० ( नैरुक्त ) શબ્દના સ્વરૂપને જાણનાર

**नेल** पु० ( नैल ) નીલીનો વિકાર, નીલરંગ.

**नेलश्र.** पु० ( नैलक ) કાચી નગરીનો પ્રાચીન સિક્કો.

**नेलवंत** पु० ( नीलवत ) એક દ્રહનું નામ

**नेवत्थ.** न० ( नेपथ्य ) પોષાક, વેષ.

**नेव्वाण** न० ( निर्वाण ) મોક્ષ.

**नेसग्गिय.** त्रि० ( नैसर्गिक ) સ્વાભાવિક.

**नेसज्जिश्र.** त्रि० ( नैषद्यिक ) પલાંઠીવાળી બેસનાર

**नेसप्प** पु० ( नैसर्प ) ચક્રવર્તીના નવનિધાનમાનું એક કે જેમાં ગ્રામ નગરાદિનો સમાવેશ થાય છે.

**नेह.** पु० ( स्नेह ) સ્નેહ, રાગ, પ્રીતિ (૨) ઘી તેલ આદિ ચીકાશવાળા પદાર્થ (૩) કર્મ પુદ્ગલમાં પડતો રસ

**नेहुर.** पु० ( नेहुर ) એ નામનો એક દેશ (૨) त्रि० તે દેશમાં રહેનાર

**नो.** अ० ( नो ) નિષેધાર્થક અવ્યય.

**नोइंदिय.** पु० न० ( नोइन्द्रिय ) કેવળજ્ઞાન અને કેવળદર્શન યુક્ત જીવ કે જેને ઇંદ્રિયોનું પ્રયોજન નથી રહ્યું (૨) મન

**नोकसाश्र.** पु० ( नोकषाय ) } હાસ્ય, રતિ,
**नोकसायज.** न० ( नोकषायज ) } અરતિ, ભય, શોક, દુગંચ્છા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ એ નવ પ્રકૃતિનો સમુદાય.

**नोपज्जत्तगनोश्रपज्जत्तग.** न० (नोपर्याप्ताऽपर्याप्त) પર્યાપ્ત નહિ તેમ અપર્યાપ્ત નહિ એવા સિદ્ધ ભગવાન્.

**नोपरित्तनोश्रपरित्त.** पु० ( नोपरित्तापरित्त ) સિદ્ધ ભગવાન્.

**नोभवसिद्धिश्रनोश्रभवसिद्धिश्र** पु० ( नभवसिद्धिकाऽभवसिद्धिक ) ભવ્ય નહીં તેમ અભવ્ય નહીં એવા જીવ; સિદ્ધ ભગવાન્

**नोभिउर.** त्रि० ( नोभिदुर ) ભેદાય નહિ તે

**नोमालिया.** स्त्री० ( नवमालिका ) સુગંધી ફુલવાળું નેવર નામનું વૃક્ષ.

**नोसंजयनोश्रसंजय** पु० ( नसंयताऽसंयत ) જેને સંયમ કે અસંયમ નથી એવા સિદ્ધ ભગવાન્

**नोसण्णिनोश्रसण्णि.** पु० ( नासंज्ञ्यसंज्ञिन ) સંજ્ઞી નહીં તેમ અસંજ્ઞી નહીં એવા સિદ્ધ ભગવાન્

**नोसद्द** पु० ( नोशब्द ) નકાર વાચક શબ્દ.

**नोसन्निनोश्रसन्नि.** पु० ( नासंज्ञ्यसंज्ञिन् ) સંજ્ઞીપણા કે અસંજ્ઞીપણા રહિત સિદ્ધ ભગવાન્

**नोसम्मावादि.** त्रि० ( नोसम्यग्वादिन् ) સમ્યક્‌વાદી ન હોય તે; મિથ્યાદષ્ટિ.

**नोसुहुमनोबादर.** पु० ( नोसूक्ष्मबादर ) સૂક્ષ્મ કે બાદરપણા રહિત; સિદ્ધ ભગવાન્

**न्हवण.** न० ( स्नपन ) નહાવું, સ્નાન કરવું તે.



# प.

**प** अ० ( प्र ) प्रारम्भ. (२) गुजरी गयेल. नाश पामेल

**पअ** पु० न० ( पद ) पग (२) वाक्यनां अंग.

**पअ.** न० ( पयस् ) दूध.

**पअलिअ** त्रि० ( प्रज्वलित ) बालेलुं करेलुं

**पइ.** अ० ( प्रति ) सामे; उलटुं.

**पइ** पु० ( पति ) स्वामी; अधिपति.

**पइक्खण.** न० ( प्रतिक्षण ) क्षणे क्षणे, दरेक क्षणे

**पइट्ठ** त्रि० ( प्रकृष्ट ) श्रेष्ठ, प्रधान, उत्तम

**पइट्ठ.** त्रि० ( प्रविष्ट ) अन्दर पेठेलुं

**पइट्ठ.** पु० ( प्रतिष्ठ ) सातमा तीर्थंकरना पितानुं नाम.

**पइट्ठा** स्त्री० ( प्रतिष्ठा ) आधार (२) संसार परिभ्रमणथी निवृत्तिरूप अवस्थान (३) स्थापना (४) आश्रय; आधार

**पइट्ठाण** न० ( प्रतिष्ठान ) अवस्थान, स्थिति. आधार (२) पाया; भींत मीडी विगेरेनुं मूळ.

**पइट्ठावअ.** त्रि० ( प्रतिष्ठापक ) व्यवस्था करनार, व्यवस्थापक

**पइट्ठावण.** न० ( प्रतिष्ठापन ) स्थापन करवुं. प्रतिष्ठा करवी ते.

**पइट्ठिय.** त्रि० ( प्रतिष्ठित ) प्रतिष्ठा पामेल; स्थिति करेल. (२) भादरवा महिनानुं लोकोत्तर नाम. (३) व्यवस्थित

**पइण्ण** त्रि० ( प्रकीर्ण ) फेलायेलुं. विखरायेलुं. (२) विस्तारेलुं (३) न० ग्रंथ विशेष.

**पइण्णग** न० ( प्रकीर्णक ) प्रकीर्णक, छुटक शास्त्र; पइन्ना

**पइण्णा** स्त्री० ( प्रतिज्ञा ) प्रतिज्ञा, टेक (२) पच्चक्खाण. (३) निष्ठा, श्रद्धा (४) नियम.

**पइदिण** न० ( प्रतिदिन ) दररोज, हमेशा.

**पइद्धि.** त्रि० ( प्रतिदिग्ध ) विलिप्त.

**पइदियह.** न० ( प्रतिदिवस ) दररोज, हमेशा.

**पइद्दार.** न० ( प्रतिद्वार ) द्वार द्वार प्रत्ये

**पइन्न.** त्रि० ( प्रतीर्ण ) जन्मथी पाळेलुं

**पइन्न.** त्रि० ( प्रकीर्ण ) जुओ " पइण्ण " शब्द

**पइन्नतव** न० ( प्रकीर्णतपस् ) श्रेणि अने अनुक्रम विना छुटक जवमध्य, जवचन्द्र-प्रतिमा वगेरे यथाशक्ति करवामां आवतुं तप

**पइन्नवाइ** त्रि० ( प्रकीर्णवादिन् ) असंबद्ध बोलनार

**पइन्ना.** स्त्री० ( प्रतिज्ञा ) प्रतिज्ञा. संकल्प

**पइभय.** न० ( प्रतिभय ) सामेभय, भयनो पडछायो.

**पइमारुय** पु० ( प्रतिमारुत ) प्रतिकूळ वायु-पवन

**पइरिक्क.** त्रि० ( प्रतिरिक्त ) एकांतवाळो. स्त्री पशु नगर वसति विनानुं (स्थान) (२) घणुं, वधारे. (३) नितान्त; अत्यन्त.

**पइल्ल.** पु० ( पदिक ) आठमा ग्रहनुं नाम. (२) त्रि० जेने श्लीपदनो रोग थयो होय ते.

**पइवत्थु.** न० ( प्रतिवस्तु ) दरेक वस्तु.

**पइवाइ.** त्रि० ( प्रतिवादिन् ) प्रतिपक्षी, प्रतिवादी

**पइविसिट्ठ.** त्रि० ( प्रतिविशिष्ट ) विशिष्ट, विशेष युक्त

**पइविसेस.** पु० ( प्रतिविशेष ) भिन्नता भेद, तारतम्य.

**पइव्वया.** स्त्री० ( पतिव्रता ) पतिव्रताधर्म पाळनारी स्त्री.

**पइसमय** न० ( प्रतिसमय ) दरेक समये; सदा.

**पईअ.** त्रि० ( प्रतीत ) विज्ञात. (२) प्रसिद्ध.

**पईणा.** त्रि० ( प्रतीचीन ) પશ્ચિમ દિશાનું.

**पईव.** પુ० ( प्रदीप ) દીપક; દીવો. (૨) પ્રદીપકુમાર. ભવનપતિ દેવતાની એક જાત

**पउअ.** પુ० ( प्रयुत ) ચોરાશીલાખ પ્રયુતાંગ પ્રમાણે એક કાળ વિભાગ.

**पउअंग.** પું० ( प्रयुताङ्ग ) ચોરાસીલાખ અયુતનો એક પ્રયુતાંગ. કાળનું એક માપ

**पउंजणया.** } **पउंजणा.** } સ્ત્રી० ( प्रयोजना ) પ્રયોગ

**पउंजित्तार** त्रि० ( प्रयोक्तृ ) પ્રવૃત્તિ કરનાર

**पउंजित्तार.** त्रि० (प्रयोजयितृ) પ્રવૃત્તિ કરાવનાર.

**पउज्ज.** त्रि० ( प्रयोज्य ) પ્રેરણા કરવા યોગ્ય. યોજવા લાયક.

**पउट्ट.** પુ० ( परिवर्त ) પરિવર્તન. એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરવો તે

**पउट्ठ.** પુ० ( प्रकोष्ठ ) હાથનો પોંચો; કાણીથી પોંચા સુધીનો ભાગ.

**पउण.** त्रि० ( प्रगुण ) પ્રકૃષ્ટ. શ્રેષ્ઠ ગુણવાળુ.

**पउत.** न० ( प्रयुत ) જુઓ "પઉઅ" શબ્દ.

**पउत्त.** त्रि० ( प्रयुक्त ) જોડેલું, યોજેલું. (૨) અજમાવેલું. (૩) ન० પ્રયોગ.

**पउत्त.** त्रि० ( प्रवृत्त ) જેણે પ્રવૃત્તિ કરેલી છે તે.

**पउत्ति.** स्त्री० ( प्रयुक्ति ) પ્રયુક્તિ. પ્રગટ વાત

**पउत्ति.** त्रि० ( प्रवृत्ति ) પ્રવર્તન.

**पउत्तिवाउय.** त्रि० ( प्रवृत्तिव्यापृत ) કાર્ય કરવામાં લાગેલ.

**पउत्थ.** त्रि० ( प्रोषित ) ક્રોધથી તપ્ત થયેલ. રીસાઇને ભાગી ગયેલ.

**पउत्थवइया.** स्त्री० ( प्रोषितपतिका ) જેનો પતિ-ધણી પરદેશ ગયો છે તેવી વિયોગિની સ્ત્રી.

**पउप्पय.** પુ० ( प्रपौत्रिक ) વંશપરંપરા. (૨) શિષ્યના શિષ્ય. (૩) પ્રપૌત્ર; પરપોતરો.

**पउम.** न० ( पद्म ) સૂર્યવિકાસી કમળ. (૨) પદ્મ નામનો દ્વીપ અને સમુદ્ર. (૩) પદ્મનામની વેદીકા, જે દ્વીપ સમુદ્રોની ચારે તરફ હોય છે (૪) ચોરાશી લાખ ઉત્પલ કાળનો એક પદ્માંગ, એવા ૮૪ લાખ પદ્માંગનો એક પદ્મ; કાળનું એક માપ. (૫) રમ્યકવાસ ક્ષેત્રના વૈતાઢ્ય પર્વતનો અધિષ્ઠાતા દેવતા. (૬) પદ્મનામનો રાજા કે જે આવતી ચોવિસીના પ્રથમ તીર્થંકર મહાપદ્મની પાસે દીક્ષા લેશે. (૭) જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં આવતી ઉત્સર્પિણીમાં થનાર આઠમા ચક્રવર્તી. (૮) પાંચમા તીર્થંકરને પ્રથમ ભિક્ષા આપનાર. (૯) આવતી ચોવીસીના આઠમા બળદેવનું નામ. (૧૦) સાતમા દેવલોકનું પદ્મ નામે વિમાન. (૧૧) આઠમા દેવલોકનું એક વિમાન. (૧૨) ગન્ધ દ્રવ્ય વિશેષ. (૧૩) સુધર્મા સભાનું એક સિંહાસન. (૧૪) દક્ષિણ રૂચક પર્વતનું એક શિખર. (૧૫) શ્રેણિક મહારાજના એક પૌત્ર (૧૬) એ નામનો દ્રહ.

**पउमंग.** न० ( पद्माङ्ग ) ૮૪ લાખ ઉત્પલનો એક પદ્માંગ. કાળનું એક માપ.

**पउमग.** પુ० ( पद्मक ) કેસર.

**पउमगुम्म.** પુ० ( पद्मगुल्म ) પદ્મગુલ્મ નામે રાજા કે જે આવતી ચોવીસીના પહેલા તીર્થંકર-મહાપદ્મની પાસે દીક્ષા લેશે. (૨) ન० એ નામનું એક વિમાન. (૩) શ્રેણિક મહારાજના એક પૌત્ર.

**पउमणाभ.** } **पउमणाह.** } પુ० ( पद्मनाभ ) ધાતકીખંડની અમરકંકા રાજધાનીનો રાજા, કે જે દ્રૌપદીને ઉપાડી ગયો હતો; કપિલ વાસુદેવના એક માંડલિક રાજાનું નામ.

**पउमद्दह.** પું० ( पद्मद्रह ) ચુલ્લહિમવંત પર્વત ઉપરનો પદ્મ નામે એક દ્રહ.

**पउमज्झय.** पु० ( पद्मध्वज ) પદ્મધ્વજ નામનો રાજા કે જે આવતી ચોવીસીના પહેલા મહાપદ્મ તીર્થંકર પાસે દીક્ષા લેશે.

**पउमनाह.** पु० ( पद्मनाभ ) ભરત ક્ષેત્રમાં આવતી ચોવીસીના પહેલા તીર્થંકરનું નામ.

**पउमप्पह.** पुं० ( पद्मप्रभ ) છઠ્ઠા તીર્થંકરનું નામ.

**पउमप्पहा.** स्त्री० ( पद्मप्रभा ) જમ્બૂવૃક્ષના ઇશાન ખુણાના વનમાં પચાશ જોજન ઉપર આવેલી એક પુષ્કરિણી વાવનું નામ.

**पउमभद्द** पु० ( पद्मभद्र ) એ નામનો શ્રેણિક મહારાજાનો એક પૌત્ર.

**पउमराय.** पु० ( पद्मराज ) ધાતકી ખંડની અમરકંકાનગરીનો એક રાજા, જેણે દ્રૌપદીનું હરણ કર્યું હતું.

**पउमराय.** पुं० ( पद्मराग ) લાલ રંગનો મણિ.

**पउमरुक्ख** पु० ( पद्मवृक्ष ) ઉત્તર કુરુક્ષેત્રમાં રહેલું એક વૃક્ષ.

**पउमलया.** स्त्री० ( पद्मलता ) કમલિની, પદ્મિની. (२) કમળના આકારવાળી વેલ.

**पउमवडिंसयविमाण.** न० ( पद्मावतंसकविमान ) એ નામનું વિમાન

**पउमवरवेइया.** स्त्री० ( पद्मवरवेदिका ) વનખણ્ડ શ્રેણી વગેરેની સીમા ઉપરની વડી. (२) કમળોની શ્રેષ્ઠ વેદિકા.

**पउमवूह.** पु० ( पद्मव्यूह ) સૈન્યની પદ્માકાર રચના.

**पउमसर.** न० ( पद्मसरस् ) કમળયુક્ત સરોવર. કમળવાળું તળાવ.

**पउमसिरी.** स्त्री० ( पद्मश्री ) પદ્મશ્રી-આઠમા ચક્રવર્તીની સ્ત્રી. (રત્ન)

**पउमसीहासण.** न० ( पद्मसिंहासन ) પદ્મ નામે સિંહાસન.

**पउमसेण.** पु० ( पद्मसेन ) રાજા શ્રેણિકના એક પૌત્રનું નામ, જેણે મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી હતી.

**पउमा.** स्त्री० ( पद्मा ) પદ્માદેવી. (२) રાક્ષસના ઇન્દ્ર ભીમની પહેલી અગ્રમહિષી (૩) વનસ્પતિ વિશેષ. (૪) પદ્માવતી નામે વીસમા તીર્થંકરની માતા. (૫) ચૌદમા તીર્થંકરની મુખ્ય સાધ્વી. (૬) જમ્બૂદ્વીપના જંબૂવૃક્ષના ઇશાન ખુણાના વનમાં પચાશ જોજન ઉપર આવેલી એક વાવનું નામ. (૭) એ નામની શાખા (૮) સૌધર્મ દેવલોકના ઇન્દ્રની એક અગ્રમહિષી

**पउमावई.** स्त्री० ( पद्मावती ) અનગડસૂત્રના પાચમા વર્ગના પ્રથમ અધ્યયનનું નામ. (૨) કૃષ્ણ મહારાજાની એક પટ્ટરાણી. (૩) પશ્ચિમ દિશાના રુચક પર્વત પર વસનારી આઠ દિશા કુમારીમાંની ચોથી. (૪) કોણિક રાજાની પટ્ટરાણી. (૫) મહાપદ્મરાજાની પદ્માવતી દેવી. (૬) રાક્ષસના ભીમેન્દ્રની બીજી અગ્રમહિષી (૭) ઉદાયન રાજાની દેવીનું નામ. (૮) કનકરથ રાજાની દેવી. (૯) મહારાજા શેલકની પટ્ટરાણી (૧૦) હિરણ્યનાભ રાજાની પુત્રી. (૧૧) અનિરુદ્ધ રાજાની રાણી. (૧૨) પાર્શ્વનાથજીના શાસન દેવીનું નામ. (૧૩) બારમા તીર્થંકરની માતા (૧૪) ચંપાના રાજા દધિવાહનની રાણીનું નામ. (૧૫) કોણિકના પુત્ર કાલકુમારની પત્નીનું નામ. (૧૬) મહાબલ રાજાની રાણીનું નામ (૧૭) રમ્યવિજયની રાજધાની.

**पउमासण** न० ( पद्मासन ) એ નામનું એક આસન, પદ્માસને બેસવું તે.

**पउमिणी.** स्त्री० ( पद्मिनी ) કમલિની, ધોળી પોયણી.

**पउमुत्तर.** पु० ( पद्मोत्तर ) ૯ મા ચક્રવર્તીના પિતા

**पउमुत्तरकूड.** पु० ( पद्मोत्तरकूट ) ભદ્રસાલવનનાં આઠ દિગ્હસ્તિ કૂટમાંનું પહેલું કૂટ-શિખર.

